# શિઆળ ચતુરાઈ

( એક રમુજી વારતા )

છપાવનાર

મણીલાલ મગનલાલ રાવળ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

સહ આનંદ મંડળી

તરફથી.

હસ્તે સુખરામ અમરતરામ આ. મા. નારોલ.

---

દોહરો.

ઘાણીનો ઘોડો થયો ઘાંચણનું ધમસાણ.
પણ જુઓ શિઆળવે જુક્તિ કરી સુજાણ.

---

મુંબઈ.

સ્વદેશ પ્રકાશ છાપખાનું, ગુલાલવાડી.

કિંમત ૧ પાઈ.

૩૫૮૯

# શિયાળ ચતુરાઈ.

---

## એક રમુજી વારતા.

એક કીડી વીઆવાની થઇ ત્યારે એક ઘાંચણને ઘેર જઇને કહ્યું કે બાઇ મને વીઆવાની જગા આપશો તો પ્રભુ તમારૂં ભલું કરશે. આ સાંભળીને ઘાંચણને દયા આવવાથી તે કીડીને ઉપાડી પોતાના ઘરમાં સવાસો મણ તલની એક કોઠી ઉઘાડી તેમાં મૂકી અને કોઠીનું ઢાંકણું બંધ કીધું; કીડીબાઇને તો સાત આઠ વરસની ભુખ લાગી હતી માટે પોતાના લાંબા દાંતવડે સવાસો મણ તલ ખાઇને કોઠી ખાલી કરી માંહે વિઆવાને બેઠી હતી. પણ ભોગજોગે તે ઘાંચણના ધણીએ ઘાંચણને કહ્યું કે આપણા ઘરમાંથી બધા તલ ખપી ગયા છે માટે સવાસો મણની કોઠી ઉઘાડીને આ તલ કાઢીશું. એવું સાંભળીને ઘાંચણને યાદ આવ્યું કે કોઠીએ મુકેલી કીડી પણ તલ કાઢતાં બહાર તલની ભેગી આવશે તો તે પણ બચ્ચાં સુધ્ધાં ઘાણીમાં પીલાશે માટે તેને બહાર કાઢું તો ઠીક એવા વિચારથી એકદમ કોઠી ઉઘાડી માંહે જોયું તો તલ નો મળે નહીં તેથી એકદમ પોતાના ધણીને હાંક મારવા દોડી એટલામાં કોઠીનું ઢાંકણું ઉઘાડેલું હોવાથી કીડી તો પસાર થઇ ગઇ. ઘાંચણે સરવે વાત પોતાના ધણીને કહી એટલે ધણીએ આવીને જોયું તો કીડી કોઠીમાંથી નીકળી

નાસતી હતી તે નજરે પડવાથી પાછે પોતાના . ખંભે જોઇ એક બુંધું ( લાકડી ) લઇ કીડી પછવાડે મારવા ગયો, અને જતાં જતાં ભર બજાર વચ્ચે કીડી મળવાથી કીડી ને ધાંચીએ ઘણા જોરથી લાકડી મારી તેથી તે કીડી તરોઇ ( વિઆઇ ) ગઇ અને એક ઊંટ અવતર્યું તે ઊંટ એટલું નાનું હતું કે બજારમાં બેઠેબેઠે બાર ગાઉના જંગલનું ધાંસ ખાય. તે જંગલમાં એક તુંબડીનો નાનો સરખો વેલો હતો તેને નાનાં નાનાં ચાર તુંબડાં ( ફળ ) બેઠાં હતાં તેમાંનું એક તુંબડું આખા મુંબઇ શેહેર જેવડું હતું. અને બીજું કલકત્તા જેવડું અને ત્રીજું અમદાવાદ જેવડું હતું અને ચોથું નારદ પુરી( નારદીપુર )જેવડું હતું. એવી રીતે તે ચાર તુંબડાં ઘણાં સારાં શોભાદાર હતાં, એવામાં એક ભવાનીશંકર નામે ભટ ત્યાં થઇને જતો હતો તે તેમનીનજરે તુંબી ફળ પડવાથી વિચાર કીધો કે આ ચાર તુંબીફળ છે તેમાંથી એક લઇએ તો ઠીક કારણ કે તેને કોતરીકોતરીને સાફ કરીશું તો લોટાની ગરજ સારશે. એવા વિચારથી ભવાનીશંકર ભટ જે સાઠ વરસના જુવાન ડોસા ... તેમણે નારદપુરી જેવડું નાનું તુંબી ફળ લીધું અને પોતા ની પાસે ચાકુ હોવાથી તે ફળને કોતરી સારી રીતે લોટાના આકારનું બનાવી ચાલતા થયા રસ્તે જતાં એક રણમાં મોટું તળાવ આવ્યું ત્યારે ભુરમલભટે વિચાર કીધો કે તાપ ઘણો પડે છે માટે મારૂં શરીર ઘણું ઠંડું થઇ ગયું છે તેથી આ તળાવમાં નહાઇએ તો કાંઇ ગરમી ચડે, એટલે રસ્તો પણ જલદી કપાશે એવા વિચારથી સરવે લુગડાં ઉતારી બીજું એક લુગડું પહેરી ભટજીતો તળાવમાં પડ્યા અને બ્રાહ્મણને તથા પાણીને

મગરૂપણું ગાય છે એટલે બ્રાહ્મણને જેટલો પાણીથી વેહેવાર હોય છે તેવો બીજી કોઇ જાતમાં હોતો નથી તે માટે ભટ જીને નહાતાં ઘણી વાર લાગી. એવામાં રસાતાળ ગામના પડા પીટ રાજાનું લશ્કર રસ્તો ભુલી જવાથી તે રેતીના રણમાં રખડયા કરતું હતું, અને રણમાં ઝાડ વગેરે કાંઇ ન હોવાથી વીસામાની જગા ખોળતું હતું એટલામાં તળાવને કાંઠે મૂકેલુ લોટા જેવું તુંબડુ નજરે પડવાથી સરવે લશ્કર તેની અંદર પેઠું અને માંહે આરામ કીધો.

ભટજી નહાઇ ધોઇને બહાર નીકળી લુગડાં પહેર્યાં અને પોતાનું તુંબડું પીઠ પછવાડે મૂકી ચાલતા થયા પણ કાન તો બેહેરા હતા માટે પોતે લશ્કરની ગડબડ સાંભળી શકયા નહીં અને આંખે ઝાંખારે તેજ હોવાથી તુંબડામાં શું છે તે દેખી શકયા નહીં. એમ કરતાં ચાલતા ચાલતા જે ગામ જવું હતું તે ગામની નજીક ગયા અને એક ઝાડની ઘંડી છાયા તળે બેઠા તો એક પછી એક તુંબડામાંથી લશ્કર નીકળ્યું તેમાં કેટલાક હાથી, ઘોડા, ઊંટ, બળદ, ગાડી, માણસ વગેરે સરવે જોઇ ને ભટજીએ પુછ્યું કે ભાઇ તમે કયાં હતા ત્યારે તે લોકોએ સરવે હકીકત ભટજીને કહી સંભળાવી. ભટજી આ વાત સાંભળીને ફુલી ગયા. અને મનમાં કહેવા લાગ્યા કે આટલો બધો ભાર મેં ઊચકી લીધો અને વળી પાંચ ગાઉ સુધી ચાલ્યો આવ્યો તોપણ મને થાક લાગ્યો નહીં, માટે હું ઘણો જોરાવર છઊં પણ મારામાં બળ કેટલું છે તે કોઇ વખત તપાસી જોવું પડશે એવા વિચારમાં મશગુલ થઇ બેઠા હતા એટલે એક કઠીઆરો (લાકડાં કાપી લાવીને વેચનારો) લાકડાંની સવાસો ગાડીઓ

ભરી એક બીજાની સાથે બાંધી વગર બળદથી પોતે એકલો ગાડી ખભે મૂકી, બળદને ઠેકાણે પોતે ખેંચી લાવતો હતો તે ભટજીએ જોયું ત્યારે મનમાં ખુશી થઇને વિચાર કીધો જે આ કઠીયારો સવાસો ગાડાં લાકડાનાં ખેંચી લાવે છે માટે તેની સાથે મારૂં જોર અજમાવી જોઉં તો ઠીક, એમ ધારી છેલ્લા ગાડા ઉપર પોતાના હાથની આંગળી ગરૂખી તેતે સવાસો ગાડા તડાતડ તુટી ગયાં. ત્યારે કઠીઆરો પાછો વળી જોવા આવ્યોં તો એક જુવાન ડોસો (ભટજી)જોયો તેને પુછયું કે ભાઇ તારામાં એટલું જોર ધરાવે છે તો આવી જા મારી સાથે કુસ્તી લડ..ભટજી કહે વાત તે તો ખરી. પણ આપણ બેઉમાંથી કોણ જીત્યું અને કોણ હાર્યું તેની ખબર ત્રીજા માણુસ વગર કેમ પડશે. એટલામાં એક રબારણ (ભરવાડણ) ધમધોકાર ચાલી જતી હશે. તેને બેઉ જણે કહ્યું કે બાઇ જરા તમે ઉભાં રહો અને અમારી કુસ્તી જોઇ ઇનસાફ કરો કે કોણ વધારે જોરાવર છે. રબારણ બોલી ભાઇ મારા ધણીએ મને ગઇ રાતે ધણી મારી છે માટે તેની સાથે લડવાને આ દાતરડું (ઘાસ કાપવાનુ હથિઆર) લઇ જાઉં છું માટે તમારી કુસ્તી જોતાં મને વાર થશે તો મારો ધણી ગાયો ચારવા ગયો છે તે વધારે દૂર નીકળી જશે તો પણ તમારા ઇનસાફ હું કરીશ તમે બેઉ જણા મારી એકેક હાથની હથેલીમાં ઉભા રહો અને કુસ્તી લડો. હું પણ ચાલતી જઇશ ને જોતી જઇશ. આ સાંભળીને બેઉ જણ રબારણની હથેલીમાં ઉભા ઉભા કુસ્તી લડે છે અને રબારણ જોસમાં ચાલી જાય છે. તેનો ધણી એક હજારને આઠ ગાયો લઇ સીમમાં ચરાવવા ગયો હતો, તેણે

પોતાની ઘરડીને જેસલ્મેર આવતી જોઇને મનમાં વિચાર કીધો કે આ રાંડને મેં મારી હતી માટે પોતે દાનરડું લઇને મને મારવા આવે છે અને વળી રાંડ હાથમાં બે જોરાવર માણસને લડાવતી આવે છે. તો હવે મારે પસાર થવું; એવો વિચાર કરી પોતાની પિછોડીમાં સરવે ગાયો બાંધી માથે મૂકી નાઠો થયો અને ગોળથરા ગામને પાદરે જઇ પોતાની ગાંસડી છોડી ગાયો કાડી. ગોળથરા ગામના રાજાની રાણી મેહેલની બારીએ બેઠી હતી. તેવામાં ઘણો પવન આવવાથી રબારીની સરવે ગાયો ઉડી ગઇ તે રાણીની આંખમાં પેશી ગઇ તે રાણીએ જાણ્યું જે મારી આંખમાં કોઇ ઝીણું જીવડું પડેલું છે માટે હજામને બોલાવી આંખમાંથી જીવડું કાડવાને કહ્યું. હજામે એક પછી એક ગાયો કાડી કેટલીએક નાકમાં, કેટલીએક કાનમાં, કેટલીએક બગલમાં, એમ સંતાડીને રાણીને પૂછયું કે બાઇસાહેબ હવે તમારી આંખમાં કાંઇ માલમ પડે છે? રાણીએ કહ્યું ના બાઇ હવે તો જીવડું નીકળી ગયું.

હજામ ગાયો સંતાડી પોતાને ઘેર જતો હતો તેવામાં ચપણચાટ મીઆં દરવાજા આગળ બેઠા હતા તેમણે હજામને કહ્યું કે મેરે નાકમેસે બાલ લે જા હજામે મીયાંના નાકમાંથી વાળ લેવા ચીમટો ઘાલ્યો. પણ મીયાંનું નાક હાથીની સૂંઢની માફક સાંકડું હતું, માટે ચીમટો નાકમાં ખોવાઇ ગયો હજામે મીયાંને કહ્યું કે તમારા નાકમાં મારો ચીમટો ખોવાઇ ગયો માટે કેમ કરવું. મીયાં સાહેબે આ સાંભળીને રીસ ચડાવી કહ્યું કે સાલે કાયકુ ગભરાતે પેઠ જા નાકમે ઓર લે આઓ ચીમટા. હજામે મીયાંના કહેવાથી નાકમાં ચીમટો લેવાને

પેઠો તો ત્યાં તેને એક દાઢી મળ્યો. દાઢી બોલ્યો કેમ હજામ તું કેમ અહીં આવ્યો ! ત્યારે ઘેલા રાતે જવાબ દીધો કે મારો ચીમટો ખોવાયો છે તે લેવા આવ્યો છું પણ તમે કેમ આવ્યા છો ! દાઢીએ કહ્યું ભાઇ મારી ઘોડી ખોવાણી છે તે લેવા આવ્યો છું એવામાં ઘેલા રાતે ઘોડી દીઠી એટલે દાઢીને કહ્યું કે તમારી ઘોડીતો અહીં ચરે છે ત્યારે દાઢીએ ઘોડી જોઇ એટલે હજામને કહ્યું કે તમારો ચીમટો પણ અહીં અથડાય છે. એમ કરી દરેક જણ પોતપોતાની વસ્તુઓ લઇ બહાર નીકળી ચાલતા થયા. હજામ ઘેર ગયો અને દાઢી રસ્તે ચાલતાં પોતાના ગામ ભણી જતાં રસ્તામાં એક ઝાડ નીચે એક શિયાળ બેઠું હતું તેણે દાઢીને જોઇને રામરામ કીધા પણ દાઢી ભાઇએ કાંઇ તેની તરફ જોયું નહીં ત્યારે ફરીથી રામરામ કીધા એમ સાત વખત રામરામ કીધા ત્યારે રીસ ચઢાવીને દાઢી બોલ્યો કે જા જા તારા જેવા જનાવરના રામરામ અમે લેવાના નથી એ સાંભળી શિયાળ કહે કે ફિકર નહીં સાહેબ. પણ યાદ રાખજો કે મારા વિના તમને ચાલશે નહીં આવું શિયાળનું બોલવું સાંભળીને દાઢીને હસવું આવ્યુ. કે આ જનાવર મારા શા કામમાં આવશે એમ ધારી મશ્કેરીમાં ઉડાવી ચાલતો થયો પણ ઘેર જતાં રાત અંધારી થઇ પડી માટે એક વચમાં આવેલા નાના ગામમાં કોઇ ઘાંચીને ઘેર મુકામ કીધો. ભોગજોગે રાતમાં દાઢીની ઘોડી વીઆણી રાતમાં ઘાંચણ વેહેલી ઉઠી. અને ઘોડી વિઆએલી જોઇને વિચાર્યું કે આજ કમાણી ઠીક થશે. એવું ધારી સવારના પહોરમાં કહાનદાસ અમુલખની દુકાનેથી સવા મણમાં પાંચ તોલાં ઓછો

ગોળ લાવ. આખા ગામમાં વહેંચ્યો અને કહ્યું કે મારી ઘાંણી વીઆણી તે વછેરો ( ઘોડો ) આવ્યો. એ વાત સઘળે ઠેકાણે પ્રસિદ્ધ થઇ સવારે હાંઠી ઉઠીને જોય છે તો પોતાની ઘોડી વિઆએલી હાંઠી પણ કરે શું. ઘાંચણે તો વાત ફેલાવી છે કે ઘાંણી વિઆણી ને ઘોડો આવ્યો માટે સરવે કોઇ મારી વાત માનશે નહીં કારણ કે " વેહેલો તે પેહેલો અને તાકે તે ઘેલો " માટે તેમજ થયું વળી " ભૂગળના અવાજમાં પીપી કેમ સંભળાશે " એટલે મારૂં કહેવું કોણ માનશે ! એવું ધારી વિચાર કીધો કે મને રસ્તામાં રામ રામ કરનાર શિયાળ પાસે જાઊં તો કાંઇ સારો રસ્તો દેખાડશે માટે તે શિયાળ પાસે ગયો અને સઘળી હકીકત સંભળાવી શિઆળે સરવે સાંભળીને કહ્યું તમે તેં મારા રામરામને હસતા હતા. પણ હું તમને એક ઉપાય દેખાડું તે એ કે મને અહીંથી ઊંચકીને ચાલ અને બજારમાં મુક ત્યાર પછી પણ હું જ્યાં જાઊં ત્યાં મારી વાંસે આવજે અને મારા કહેવ. પ્રમાણે કરજે વારૂ કહી હાંઠીએ શિયાળને ઉપાડી બજારમાં મુકયું ત્યાંથી શિયાળ દો ડીને એક મધ વેચનાર.ના મધના કુંડામાં પડયું ત્યાંથી નીકળી એક પીંજારાને ઘેર જઇ રૂ ( કાપુસ )માં પડયું અને ત્યાંથી નીકળી રંગરેજ ( રંગારી )ને ત્યાં રંગમાં પડયું એવી રીતે ક- રીને તેની પાછળ પાછળ ફરતા હાંઠીને કહ્યું કે હવે મને ઉપા ડીને કોઇ સારા શેઠીયાની દુકાનપર મુક અને કોઇ તને પુ- છેતો કાંઇ બોલીશ નહીં પણ કહેવું જે ભાઇ તે જનાવરનેજ પૂછો ત્યારે હું સરવે જવાબ દઇશ હાંઠીએ શિયાળના કહેવા પ્રમાણે સરવે કામ કીધું પણ શિયાળનું રૂપ જોતાં સરવે લોકો

વિચારવા લાગ્યા કે આ નવું જનાવર કોણ છે તેનું નાક શિયાળના જેવું અને અદ્ભુત સરખું છે. તે લોકો હાઢીને પૂછતાં હાઢીએ કહ્યું બાઇ તે જનાવરને પૂછશો તો જવાબ દેશે આ સાંભળીને એક માણસે તેને કહ્યું કે જનાવર તું કઇ જાતનું જનાવર છે ત્યારે શિયાળ બોલ્યું કે હું જાતનો શિયાળ છું પણ દરિયામાં આગ લાગવાથી હું આગ વીસાવવા ગયો તેવામાં આગની જવાળા લાગવાથી મારી ચામડી બળી ગઇ અને આવા રંગના વાળ ઉગી નીકળ્યા આ સાંભળીને સરવે માણસો ઉભાં હતાં તેમણે વિચારીને કહ્યું કે તું તો ખોટું બોલે છે કારણ કે દરિયામાં આગ લાગે નહીં અને વીસાવતાં ચામડી બળી જઇ વાળ આવે નહીં માટે તદન વાત ખોટી છે આ સાંભળીને શિયાળ બોલ્યુ કે ભાઈ તમારા ગામના ઘાંચીને ઘેર ઘાણી વીઆણીને ઘોડો આવ્યો તેમજ મારે થયું છે ત્યારે લોકોએ વિચાર કીધો કે કાંઇ ઘાંણી વીઆય નહીં ને ઘોડો આવે પણ નહી માટે તે ઘાંચણને ઘેર સરવે ગામવાળા માણસો ગયા અને હકીકત પૂછતાં હાઢીની ઘોડી વીઆણી છે એવું ઠરવાથી હાઢીને ઘોડો આપ્યો અને ઘાંચણને ગામમાંથી કાઢી મૂકી. હાઢી ઘોડી લઇ ચાલતો થયો અને શિયાળને પણ સાફ નવરાવી ધોવરાવી મૂકી આવ્યો એવી રીતે શિયાળે સારી બુધ્ધિથી ઘોડો મેળવ્યોમાટે કોઇએ પણ અહંકાર ન કરવો કારણ કે કદાપી પથર સરખો પણ કામમાં આવે છે.

ગોખલામાં ગોરી, વાત મારી મોરી;
આંબે આવશે મોર, વાત કહીશું પહોર.